ૐ

॥ तत्सत् परमात्मने नमः ॥

श्री

# બાલ-રામાયણ



રચનાર

કવિ-ચિત્રકાર

ફુલચંદ ઝવેરદાસ શાહ

ઘોરાપોળ—નડીઆદ.



પ્રકાશક,

બાલુભાઈ ફુલચંદ શાહ,

એડવોકેટ, હાઇકોર્ટ,

ઘોરાપોળ—નડીઆદ.



॥ ॐ ॥

શ્રી

# બાલ રામાયણ

શ્રીમદ્ રવિકુલ રાજવી જય અચ્યુત પદ અભિરામ,
નમું પ્રથમ ગુરૂદેવને કરી પ્રીતે સાષ્ટાંગ પ્રણામ;
નમું આદિ કવિ વાલ્મીકિ વ્યાસ, ભક્ત શિરોમણિ તુલસીદાસ,
જાણી ચરણનો દાસાનુદાસ, કરજો નિરંતર અંતર વાસ,
જય જય શ્રી રઘુરાય. ૧.

એક સમય કૈલાસમાં બેઠા શંભુ સમાધિમાંહી,
ઓચિંતાં આવી ચઢયાં સતી ઉમામહેશ્વરી ત્યાંહીં;
બાલ ગજાનન દોડીને પાસ, તોડીને હાથે લીલું ઘાસ,
નંદીના મુખમાં મૂકે ગ્રાસ, દેખી શક્તિ શિવ પામ્યાં હુલ્લાસ,
જય જય શ્રી રઘુરાય. ૨.

પૂછે સતી કર જોડીને "પ્રભુ નહીં કોઇ આપ સમાન,
આસને બેસી એકાંતમાં નિત્યે કોનું ધરોછો ધ્યાન ?"
સુણી સતીનાં નમ્ર વચન, બોલ્યા સદાશિવ થઈને પ્રસન્ન,
સુણાવ્યું રામ-ચરિત્ર પાવન, સાર રૂપે કહું શ્રોતાજન,
જય જય શ્રી રઘુરાય. ૩.

પૃથ્વીમાં પાપ વધી ગયાં નવ શેષે ઝીલાયો ભાર,
આવ્યા ઇંદ્રાદિક દેવતા સહુ બ્રહ્મસદન મોઝાર;
કીધી વિશ્વેશની સ્તુતિ અપાર, આકાશવાણી થઈ તે વાર,
"દેવ ધરે સહુ વાનર રૂપ, હોય રઘુકુલે રામ સ્વરૂપ,"
જય જય શ્રી રઘુરાય. ૪.

દશરથ રાયે આરંભિયો રૂડો પુત્ર કામેષ્ઠી યાગ,
સુત વિભાંડક શૃંગી ને ગુરૂ વસિષ્ઠજી મહાભાગ;
હોમે આહૂતિઓ અગ્નિમાંહ્ય, યજ્ઞ-નારાયણ પ્રકટ્યા ત્યાંહ્ય,
પાયસ પાત્ર જે આણ્યું સાથ, દીધું રાજાને હાથો હાથ,
જય જય શ્રી રઘુરાય. ૫.

દશરથને ત્રણ રાણીઓ પટરાણી કૌશલ્યા મનાય,
અર્ધ પ્રસાદ આપી દીધો કાઢી હેમ કટોરા માંહ્ય;
અર્ધનું અર્ધ કૈકયીને દીધ, શેષ વધ્યો તેના બે ભાગ કીધ,
કૈકયી કૌશલ્યાને ધરિયા જેહ, અર્પ્યાં સુમિત્રાને તેમણે તેહ,
જય જય શ્રી રઘુરાય. ૬.

માસ ચૈત્ર સુદ નોમને રૂડો મંગલવાર અનૂપ,
મધ્યાન્હ કાળે પ્રકટિયા દઇ દર્શ ચતુર્ભુજ રૂપ;
મૂર્ત્તિ મનોહર સુંદર શ્યામ, આવ્યા કૌશલ્યાની કૂખે રામ,
પુષ્પની વૃષ્ટિ આકાશથી થાય, દેવ ગંધર્વો મહિમા ગાય,
જય જય શ્રી રઘુરાય. ૭.

પોઢાડી સોનાને પાલણે માતા હેતે હાલરડાં ગાય,
પ્રભુના મુખ પ્રકાશથી ચંદ્ર પૂનમનો લજવાય;
રાજાને હૈયે હર્ષ ન માય, 'ખમા ખમા' કહેતાં જીભ સુકાય,
ઉતારવા ધરતીનો ભાર, રામ રૂપે ધરીઓ અવતાર—
જય જય શ્રી રઘુરાય. ૮.

રાણી કૈકયીને અવતર્યા શ્રી ભરતજી રાજરતન,
માતા સુમિત્રાને ઉદરે આવ્યા લક્ષ્મણ શત્રુઘન;
દશરથ રાયના ચારે કુમાર, ખેલે વિધવિધ ખેલ વિહાર,
આકાશે જેવું રવિ મંડળ સાર, શોભે એવો રઘુકુલ પરિવાર-
જય જય શ્રી રઘુરાય. ૯.

દુષ્ટ રાવણના રાજ્યમાં સાધુ સંત અનેક પીડાય,
દૂત દશાનનના ફરે કર લેવા તપોવન માંહ્ય;
ના ધન હોય તપોધન પાસ, ત્હોય અસુર બહુ દેતા ત્રાસ,
કંટાળી વિપ્રોએ કાપ્યાં શરીર, કુંભ ભરીને આપ્યાં રૂધિર-
જય જય શ્રી રઘુરાય. ૧૦.

કરને પેટે ઋષિઓ કને લીધું રૂધિર કુંભનું દાન,
બ્રાહ્મણના બ્રહ્મતેજનું શું બ્રહ્મરાક્ષસને ભાન ?
જનક સાથેનું જૂનું વેર, વાળવા રાવણે કીધી પેર,
મિથિલ દેશની હદ મોઝાર, કુંભ દટાવી દીધો બારોબાર-
જય જય શ્રી રઘુરાય. ૧૧.

રૂધિર કુંભ પ્રતાપથી પડયો દેશ મહીં દુષ્કાળ,
રૈયતનાં દુ:ખ ટાળવા કરે યજ્ઞ જનક મહિપાલ;
યજ્ઞ પ્રતાપે વૃષ્ટિ થાય, સોનાના હળે ભૂમિ ખેડાય,
કુંભ દાટેલો જે સ્થળમાંહ્ય, શક્તિ સીતાજી પ્રકટયાં ત્યાંહ્ય–
જય જય શ્રી રઘુરાય. ૧૨.

રાય અચંબો પામિયા જોઈ દેવકન્યા સુકુમાર,
ચંદ્રમુખી મૃગલોચની મહાતેજ તણો અંબાર;
ભૂમિ સુતા કહીને મિથિલેશ, કરવા લાગ્યા લાડ વિશેષ,
રાજ ભુવનમાં લાવ્યા રતન, પાળી પોષી બહુ કીધાં જતન–
જય જય શ્રી રઘુરાય. ૧૩.

જાતિ સંસ્કાર કરાવીને શ્રી જાનકી પાડયું નામ,
એવે નારદમુની આવિયા ત્યાં ભજતા સુંદિર શ્યામ;
જણાવિયું જોગમાયાનું રૂપ, અસુર નાશ નિમિત્ત સ્વરૂપ,
હળની અણીથી પ્રકટયાં જેહ, માટે સીતાજી કહેવાય તેહ–
જય જય શ્રી રઘુરાય. ૧૪.

પેસી તપોવનમાં કરે નિશાચરો અનર્થ અપાર,
ઋષિ વિશ્વામિત્ર આવિયા રાજા દશરથને દરબાર;
બોલ્યા મુખે નાંખી નિ:શ્વાસ, 'દે છે અસુરો અનહદ ત્રાસ,
તેથી શ્રી રામ લક્ષ્મણને આજ, મોકલો યજ્ઞના રક્ષણ કાજ'–
જય જય શ્રી રઘુરાય. ૧૫.

"ક્યાં એ ભયંકર રાક્ષસો ક્યાં બાલ મારા સકુમાર,
રક્ષા તમારી હું કરૂં હણી અસુર કુલ પરિવાર;
રામ લક્ષ્મણ મારી આંખોનું નૂર, થાય નહિં જરી દૃષ્ટિથી દૂર,
જીવમાગો તો ભલે આપ્યોજાય,રામ લક્ષ્મણ શેં માગ્યા અપાય—"
જય જય શ્રી રઘુરાય. ૧૬.

"પુત્ર પ્રેમે પરવશ બની મર્યાદા શું આમ મૂકાય?
રાજવી છો રવિવંશના કુલ ધર્મ કદી ન તજાય;
રામ છે વિષ્ણુ તણો અવતાર, લક્ષ્મણ શેષનું રૂપ સાકાર,"
બોલ્યા વસિષ્ઠજી એવાં વચન, રાયે ઋષિને સોંપ્યા તન—
જય જય શ્રી રઘુરાય. ૧૭.

રામ લક્ષ્મણને તેડીને ઋષિ પંથે પડયા તત્કાલ,
તાડક વનમાં આવતાં મળી તાડકા મહા વિકરાલ;
કાયા બીહામણી કાળી ઘોર, હજાર હાથણીઓનું જોર,
રામે મૂકીને એકજ બાણ, પિશાચિનીના લીધા પ્રાણ—
જય જય શ્રી રઘુરાય. ૧૮.

યજ્ઞતણી રક્ષા કરે રૂડી રીતે લક્ષ્મણ ને રામ,
અસુરદળ લઈ આવિયા મારિચ સુબાહુ તે ઠામ;
મારિચ માયાધારી અસુર, મૂકયો ઉડાડી સો જોજન દૂર,
સુબાહુના લીધા પ્રાણ, અસુર દળનો કાઢયો ઘાણ—
જય જય શ્રી રઘુરાય. ૧૯.

દૈવ યોગે મિથિલેશને ત્યાં પધાર્યા પરશુરામ,
વજ્ર ધનુષ્ય શિવજી તણું લાવી મૂકી દીધું તે ઠામ;
બ્રહ્માંડ જેટલો જેમાં ભાર, કોʼથી હલાવ્યું ન હાલે લગાર,
આવ્યાં સીતા જોગમાયા સુજાણ, ધનુષ્ય ઉપાડીને કીધું પલાણ—
જય જય શ્રી રઘુરાય. ૨૦.

જોઈ પરાક્રમ પુત્રીનું તાતે કીધો નિશ્ચય મન સાથ,
જે વીર ચાપ ચઢાવશે તેને સોંપુ સીતાનો હાથ;
મેળવી પોતાનો મંત્રી સમાજ, કીધી તૈયારી સ્વયંવર કાજ,
દૂતોને મોકલી દેશેદેશ, પાઠવિયા બધે શુભસંદેશ—
જય જય શ્રી રઘુરાય. ૨૧

કૌશિકને સાથે લઈ ચાલ્યા શ્રી રઘુ રાજકુમાર,
માર્ગમાં શલ્યા રૂપે પડી નામે અહલ્યા ગૌતમની નાર;
છાનું કરી વ્યભિચારનું પાપ, શલ્યા બનેલી પામી શાપ,
શ્રી રામ પદરજ પુણ્ય પ્રતાપ, ઉઠી અહલ્યા થઇ આપો આપ—
જય જય શ્રી રઘુરાય. ૨૨.

મિથિલપુરમાં પધારિયા દીધાં જનકે આદર માન,
રામ લક્ષ્મણ સાથે નીકળ્યા જોવા રંગપંડપ શુભસ્થાન;
ગોરી આવ્યાં ગારીપૂજન કાજ, દીઠા બગીચામાં ફરતા રાજ,
અંતરે પ્રકટી પૂર્વની પ્રીત, ચોટયું ચકોરીનું ચંદ્રમાં ચિત્ત—
જય જય શ્રી રઘુરાય. ૨૩.

ઉગે પૂર્ણિમાનો ચાંદલો તારાવૃંદનું તેજ હણાય,
રામ લક્ષ્મણના તેજથી સભાજનો સહુ ઝંખવાય;
બેઠું આવીને સર્વ સાજન, વચ્ચે ઉભા થઇ બોલ્યા રાજન,
'વજ્ર ધનુષ્ય ઉપાડશે જેહ, રાજકન્યાને વરશે તેહ'–
જય જય શ્રી રઘુરાય. ૨૪.

ઉઠયા અનેક રાજવંશીઓ શિવ ધનુષ્ય ઉપાડવા કાજ,
હિંમત હારી પાછા વળ્યા ખોઇ ભરી સભામાં લાજ;
આવ્યા રાવણ ને બાણાસુર, નાઠા ગુમાવી તે પણ નૂર,
સીતાજીને મન થાય સંતાપ, શી રીતે રામ ચઢાવશે ચાપ ?–
જય જય શ્રી રઘુરાય. ૨૫.

નીચું ઘાલીને બેસી રહ્યા જયારે સાજનિયા ખોઇ માપ,
ત્યારે બહુ અધીરો બની બોલી ઉઠયો કન્યાનો બાપ;
'નથી પરાક્રમ કોઇમાં કાંઇ, ક્ષત્રી રહ્યા ન ભૂમંડલમાંહિ,
મારી પ્રતિજ્ઞા પૂરી ન થાય રહેશે કુંવારી રાજકન્યાય'–
જય જય શ્રી રઘુરાય. ૨૬.

જનકનું પણ પાળવા વળી રાખવા ક્ષત્રીનું નામ,
શુભાશિષ ગુરૂની લઈ થયા ઉભા પોતે શ્રી રામ;
હાથી સુંઢયે ભાગે શેરડી જેમ, કીધા ધનુષ્યના કટકા તેમ,
ડોલ્યા કડાકે દશે દિક્‌પાળ, સીતાએ રામને પ્હેરાવી માળ–
જય જય શ્રી રઘુરાય. ૨૭.

શિવ ધનુષ્ય ભાગ્યું સાંભળી આવ્યા દોડતા પરશુરામ,
ઉત્તર આપવા જેટલી નવ કોપ્રની ચાલે હામ;
ક્રોધે બનેલાં લોચન લાલ, જાણે આણુશે પ્રલયકાળ,
રામે ઉતારી નાંખ્યો ગર્વ, તેજ હરી લઈ તેમનું સર્વ–
જય જય શ્રી રઘુરાય. ૨૮.

કંકુ છાંટીને કંકોતરી કરી મ્હોંચતી રૂડી પેર,
દશરથ રાયને ન્હોતર્યા મિથિલેશે પોતાને ઘેર;
કીધાં વ્હેવઈનાં બહુ સન્માન, વિધિ પૂર્વક દીધાં કન્યાદાન,
ભાવે કરાવ્યાં ભોજનપાન, આપી મ્હેરામણી વળાવી જાન–
જય જય શ્રી રઘુરાય. ૨૯.

વાજતે ગાજતે આવિયાં વરકન્યા અવધપુર ધામ,
હાથી ઉપર અંબાડીમાં સાથે સોહે સીતા ને રામ;
થાય પ્રજાને આનંદ અપાર, લેતાં વધાવી નર ને નાર,
પૂર્ણ થયા સહુના મન કોડ, ચિરંજી હો સીતા રામની જોડ–
જય જય શ્રી રઘુરાય. ૩૦.

વૃદ્ધાવસ્થાને લીધે થયા શ્વેત દશરથ રાયના કેશ,
રાજ્યાભિષેક શ્રી રામને કરવાનું વિચારે નરેશ;
ભેગું મળ્યું મંત્રી મંડળ ઈષ્ટ, મુહૂર્ત આપે ગુરૂ વસિષ્ઠ,
બાકી રહ્યો જ્યાં દિવસ એક, મારી વિધાતાએ વચ્ચે મેખ–
જય જય શ્રી રઘુરાય. ૩૧.

દાસી મંથરાએ સાંભળી રામ રાજ્યાભિષેકની વાત,
રાણી કૈકયી પાસે આવીને લાગી કરવા બહુ વલોપાત;
'બાઇ ! કાલે રામ રાજા થાય, તેથી તમારૂં શું હિત સધાય ?
કૌશલ્યા રાજમાતા કહેવાય, પછી તમારો ન ભાવ પૂછાય '–
જય જય શ્રી રઘુરાય. ૩૨.

' જ્યારે રાજાજી રણે ચઢયા ત્યારે તમે ગએલાં સાથ,
તૂટી પડી રથની ધરી રંગ રાખ્યો તમે દઈ હાથ;
બાઇ ! હજીયે હાથમાં વાત, વચ્ચે પડી છે આખી રાત,
મારી શીખામણ ધરીને કાન, માગી લ્યો આપેલાં બે વરદાન'–
જય જય શ્રી રઘુરાય. ૩૩.

વેણ સુણી ઘરફોડીનાં મતિ કૈકયીની થઇ ભ્રષ્ટ,
હાથે કરીને ઉભું કર્યું કુસંગ થકી મહા કષ્ટ;
છોડી નાંખ્યા માથાના વાળ, તોડી ગળાની મૌક્તિક માળ,
કૈકયી રાણી બેઠાં રીસાઈ, કોપ ભવનમાં પેઠાં ભરાઇ–
જય જય શ્રી રઘુરાય. ૩૪.

દશરથ રાય આવી પૂછે, ' રાણી શાને કરો કંકાસ ?
જે કાંઇ માગવું હોય તે ઝટ માગી લ્યો મારી પાસ '
' મારાં લેણાં બે વરદાન જેહ, માગવાં મ્હારે હમણાં તેહ,
આપો ભરતને રાજ્યાસન, રામને કાલે કાઢો વન '–
જય જય શ્રી રઘુરાય. ૩૫.

વચન વજ્ર સમાં સુણી બન્યા બાભા અયોધ્યાનાથ,
દીર્ઘ નિઃશ્વાસ નાંખી વદ્યા દઈ લમણે બંને હાથ;
'રાણી ! આ તે શું મુખે માગ્યું આજ, કયા જનમની કાઢી દાઝ,
ભલે ભરત તારો રાજા થાય, રામ મ્હારો શાને વનમાં જાય ?'—
જય જય શ્રી રઘુરાય. ૩૬.

રકઝકમાં વીતી ગઇ ઉંચા જીવે ઉજાગરી રાત,
રાજ મંદિરે આવ્યા રામજી જ્યારે ઉગ્યું નવિન પ્રભાત;
ધર્મ સંકટમાં રાય મુંઝાય, ના મુખ ઉંચું કરીને જોવાય,
ના એક અક્ષર જીભે વદાય, નેણુથી નીર નીગળતાં જાય—
જય જય શ્રી રઘુરાય. ૩૭.

રામ પૂછે કર જોડીને, "કેમ બોલે નહીં મુજ તાત ?"
ઠાવકુ મુખ રાખી કહી કૈકયીએ વીતેલી વાત;
"સાચા હો જો સૂર્ય વંશના તન, પાળો તમારા પિતાનું વચન,
તજી દઈ હવે રાજભવન, આજ ને આજ સીધાવો વન"—
જય જય શ્રી રઘુરાય. ૩૮.

"માતા ! ત્રિલોકના રાજ્યથી મને વ્હાલું પિતાનું વચન,
આજ્ઞા તમારી શિરે ધરી હું હમણાં સીધાવું વન;"
સુણી કાને વનવાસની વાત, મૂર્છા પામ્યાં કૌશલ્યા માત,
શાણાં સીતાજી ને લક્ષ્મણ ભ્રાત, થયાં તૈયાર જવાને સંગાથ—
જય જય શ્રી રઘુરાય. ૩૯.

રામ કહે, " સતી સાધવી સુકોમલ તમારી કાય,
દુઃખ વનવાસનાં દોહ્યલાં તે તમથી ના સ્હેવાય; "
"વૃક્ષ તહાં હોય વૃક્ષની છાંય, પતિ તહાં હોય સતીની કાય."
જાનકી બોલ્યાં જોડી હાથ, "નાથ! હું આવું આપની સાથ"–
જય જય શ્રી રઘુરાય. ૪૦.

વસ્ત્રાલંકાર ઉતારીને ઓઢયાં અંગે વલ્કલ ચીર,
રથે ચઢી રામ નીસર્યા સાથે સીતા ને લક્ષ્મણ વીર;
વિયોગ દુઃખે કરતાં આક્રંદ, પૂઠેપૂઠે ચાલ્યાં પ્રજાનાં વૃંદ,
કોઇ મૂકે દૈવને શિર આળ, કોઈ કૈકયીને દેતાં ગાળ–
જય જય શ્રી રઘુરાય. ૪૧.

રાજાનો રથ પાછો વળ્યો મૂકી સૌને શૃંગવેરપુર,
ગુહરાજા ભીલ લોકનો આવી ઉભો રામ હજુર;
આણ્યાં મીઠાં ફળ અમૃત સમાન, પ્રેમે કરાવ્યાં ગંગાજળ પાન,
પછી ઉતારવાને સામી પાર, કેવટ નાવિકને કીધો તૈયાર–
જય જય શ્રી રઘુરાય. ૪૨.

કેવટ કહે કર જોડીને, " પ્રભુ ! મહિમા તમારો અપાર,
ચરણ સ્પર્શ પ્રતાપથી જડ શિલા બની ગઈ નાર;
મારી હોડીએ સ્ત્રી બની જાય, તો પછી મારી શી વલે થાય ?
માટે પખાળું પ્હેલા પાય, પછી બેસાડુ નૌકામાંહ્ય "–
જય જય શ્રી રઘુરાય. ૪૩.

કાષ્ઠતણી કથરોટમાં બહુ પ્રેમે પખાળ્યા પાય,
ચરણોદક માથે ધરી પછી પધરાવ્યા નૌકામાંહ્ય;
ધન્ય કેવટ તારો માનવ દેહ, શ્રી હરિ સાથે કીધો સ્નેહ,
જે પ્રભુ તારે ભવ સંસાર, ઉતાર્યા તેમને ગંગાપાર—
જય જય શ્રી રઘુરાય. ૪૪.

કુટુંબ કલેશે સંસારમાં નવ કોઈનું હોય કલ્યાણ,
રામ વિયોગના દુઃખથી રાય દશરથે તજ્યા પ્રાણ;
પૂર્વે શ્રવણનાં અંધ માબાપ, મૃત્યુ પામેલાં દઈને શાપ,
તે ફળ્યો આજે દૈવ નિર્માણ, રાજ ભવનમાં માંડી મ્હોંકાણ—
જય જય શ્રી રઘુરાય. ૪૫.

દૂત દોડાવી મોસાળમાં વેગે તેડાવ્યા ભરતને ત્યાંહ્ય,
ખટપટ કૈકયીની સાંભળી બહુ ક્ષોભ પામ્યા મનમાંહ્ય;
"માડી! મારે નથી રાજ્યનું કામ ક્યાં છે પિતાજીને ક્યાં છે રામ?"
માથું કુટી કુટી કરતા રૂદન, દીધાં કૌશલ્યાએ આશ્વાસન—
જય જય શ્રી રઘુરાય. ૪૬.

ઉત્તર ક્રિયા કરી તાતની આવ્યા ભરત રઘુપતિ પાસ,
રામ લક્ષ્મણ ને જાનકી કરે ચિત્રકૂટમાં વાસ;
પ્રેમે નમીને લાગ્યા પાય, કહેતાં હકીકત કંઠ રૂંધાય,
તાત સીધાવી ગયા પરલોક, સુણીને સહુએ કીધો શોક—
જય જય શ્રી રઘુરાય. ૪૭.

બોલ્યા ભરત કર જોડીને, "પ્રભુ હું છું તમારો દાસ,
વિરાજો રાજ્ય સિંહાસને પુરો પ્રજાતણી અભિલાષ;"
"પાળીશું તાતનું પ્યારૂ વચન, ચૌદ વર્ષ સુધી સેવીશું વન,"
આપી શ્રી રામે પાદુકાની જોડ, ભ્રાત ભરતજીના પૂર્યા કોડ–
જય જય શ્રી રઘુરાય. ૪૮.

આવી ભરતજીએ આદર્યો ભક્તિયોગ નિષ્કામ,
રાજ્યાસને ધરી પાદુકા કરે પ્રેમે પૂજન પ્રણામ;
મૂકી સૂનાં રાજ્યનાં ધામ, વસ્યા આવીને નંદી ગ્રામ,
બંધાવી પર્ણકુટી તે ઠામ, જપે નિરંતર રામનું નામ–
જય જય શ્રી રઘુરાય. ૪૯.

ચિત્ર કુટ તજી નીકળ્યા કરવા પાવન અન્ય પ્રદેશ,
અત્રિ આશ્રમમાં આવિયા રઘુકુલ કમલ દીનેશ;
માથે જટા જુથવાળા કેશ, દીસે સાત્ત્વિક તાપસ વેશ,
ઋષિએ ચાંપ્યા હૃદયા સાથ, સ્તુતિ કીધી બહુ જોડી હાથ–
જય જય શ્રી રઘુરાય. ૫૦

સીતાએ આવી નમાવિયું અનસૂયાને ચરણે શીશ,
દીવ્ય વસન પ્હેરાવીને દીધી મહાસતીએ આશિષ;
પ્રેમથી પાસે બેસાડી એકાંત, કહ્યા સતીના ધર્મ સિદ્ધાંત,
પતિ એ જ સતીનો દેવ, પ્રભુ ગણીને કરવી સેવ–
જય જય શ્રી રઘુરાય. ૫૧.

પ્રભુ ત્યાંથી પંથે પડયા લીધી દંડક વનની વાટ,
દૈત્ય વિરાધ સામો મળ્યો ઘડી નાંખ્યો એનો પણ ઘાટ;
જીવ શિવ વચ્ચે માયા જેમ, રામ લક્ષ્મણ વચ્ચે જાનકી એમ,
આવ્યા શરભંગ ઋષિને મુકામ, ઋષિ સીધાવ્યા વૈકુંઠધામ–
જય જય શ્રી રઘુરાય. ૫૨.

શિષ્ય સુતીક્ષ્ણઅગસ્ત્યનો તેણે ઓળખ્યા શ્રી ભગવાન,
ગુરૂ આશ્રમમાં લાવિયો કરી પ્રેમે પૂજન સન્માન;
થાય જોતાં જળ મીન પ્રસન્ન, પારસ મળતાં પામર જન,
સ્વાતિનું બુંદ બપૈયા ચ્હાય, ઋષિ બધા એમ રાજી થાય–
જય જય શ્રી રઘુરાય. ૫૪.

દંડક વનમાં રાક્ષસો પાડે ધોળે દહાડે ધાડ,
લાખો તપસ્વીને મારીને કર્યાં અસ્થિ પિંજરના પ્હાડ;
રામે તે નજરે દીઠા જ્યાંય, ઉપજી કરૂણા અંતર માંહ્ય,
નિશાચરોનો કરવા નાશ, દંડકારણ્યમાં કીધો વાસ–
જય જય શ્રી રઘુરાય. ૫૪.

પર્ણ કુટી બાંધી રહ્યા પંચવટીમાં શ્રી રઘુવીર,
પાસે વહી રહ્યાં નિર્મળાં નદી ગોદાવરીનાં નીર;
બેન રાવણની શૂર્પણખા જેહ, છળવા આવી ધરી માયાવી દેહ,
રામે લક્ષ્મણજીને કીધી સાન, કાપી લીધાં એનાં નાક ને કાન–
જય જય શ્રી રઘુરાય. ૫૫.

ખર દૂષણુ બે આવિયા લઇ અસુર ચૌદ હજાર,
રૂપ અનેક દેખાડીને રામે કર્યો સૌનો સંહાર;
શૂર્પણુખા બહુ પામી ત્રાસ, દોડતી આવી દશાનન પાસ,
કહ્યું, 'કપાયાં જોને નાક ને કાન, ખર દૂષણે પણ ખોયા જાન'–
જય જય શ્રી રઘુરાય. ૫૬.

દઇ દીલાસો દશાનને કરી શૂર્પણુખાને વિદાય,
રથ જોડાવી ઉતાવળો આવ્યો મારિચ આશ્રમ માંહ્ય;
છાની મસલત કીધી અપાર, ત્હોય મારિચે ન માન્યું લગાર,
બેઠો હઠ લઇ જ્યારે લંકેશ, મારિચે લીધો મૃગનો વેશ–
જય જય શ્રી રઘુરાય. ૫૭.

ભેદ આસુરી માયા તણો સહુ જાણી ગયા ભગવાન,
જાનકીને કહ્યું, 'હે સતી ! તમે થઇ જાઓ અંતર્ધાન;
કરી અસુરનાં કુળનો નાશ, પછી બોલાવીશ પાછાં પાસ,
સીતા સમાયાં અગ્નિ માંહ્ય, મૂકી છાયા રૂપ બીજું ત્યાંહ્ય–
જય જય શ્રી રઘુરાય. ૫૮.

માયાવી મૃગલો સુવર્ણનો આવ્યો પંચવટીની માંહ્ય,
સીતાજી પુષ્પ વીણી રહ્યાં જઇ ચરવા લાગ્યો ત્યાંહ્ય;
મોહ પામ્યાં જોઇ કંચન કાય, સ્વામીને વિનવે માયા સીતાય,
'મારી લાવો જઇ મૃગને રાજ ! શીવડાવો કાંચળી મારે કાજ"
જય જય શ્રી રઘુરાય. ૫૯.

જાનકીનું મન રાખવા શ્રી જાનકીજીવનપ્રાણ,
ઉઠીને મૃગની પૂઠે પડયા લઇ કરમાં ધનુષ્ય ને બાણ;
મરતાં મારિચે કીધો પોકાર, 'વીરા લક્ષ્મણ કરજો વ્હાર,'
શબ્દ સીતાજીએ સાંભળ્યો જ્યાંહ્ય, બોલ્યાં 'દીયરજી જાઓને ત્યાંહ્ય'–
જય જય શ્રી રઘુરાય. ૬૦

લક્ષ્મણ કહે, "મૂકી એકલાં અહીં મારાથી કેમ જવાય?
બંધુ મારા આવીને પૂછે ત્યારે ઉત્તર શો દેવાય?"
"બુદ્ધિ તમારી શું બગડી આજ, બોલતાં આવું નવ આવે લાજ,
હવે તમારૂં નહિ રહે માપ, ઉભા રહેશો તો આપીશ શાપ"–
જય જય શ્રી રઘુરાય. ૬૧.

મ્હેણાં સીતાજીનાં સાંભળી ચાલ્યા લક્ષ્મણ થઇ ઉદાસ,
સાધુના વેશમાં આવીને ઉભો રાવણ જાનકી પાસ;
કાંધમાં ઝોળી ને હાથમાં દંડ, પાખંડી કરવા લાગ્યો પાખંડ,
આશ્રમ વાસમાં ન્હોતું કોય, બાંધીને નાખ્યાં રથની માંહ્ય–
જય જય શ્રી રઘુરાય. ૬૨.

વાયુને વેગે ઉતાવળે રથ લંકાં ભણી ચાલ્યો જાય,
બૂમો પાડે બહુ જાનકી પણ કોઇ વ્હારે નવ ધાય;
ગીધ જટાયુ મહા બળવાન, જેનું ઉંચા ગિરિશૃંગમાં સ્થાન,
નીહાળી નજરે નાસતો ચોર, પૂઠે પડીને યુદ્ધ માંડયું ઘોર–
જય જય શ્રી રઘુરાય. ૬૩.

પેટ ખચ્ચરનાં ફોલી લીધાં ભરી તીક્ષ્ણ પંઝાના ન્હોર,
રથ ભાગીને ભૂકો કર્યો મારી પાંખ ઝાપટ કરી જોર;
ઝટકા ખડગના ઝીલ્યાં જાય, દુષ્ટનું અંગ ઉઝરડી ખાય,
પાપીએ કાપી પાંખ તમામ, પડયા જટાયુ દઇ રામનું નામ-
જય જય શ્રી રઘુરાય. ૬૪.

કાંધ ઉપર લઇ જાનકી થયો રાવણ ત્યાંથી વિદાય,
આકાશ માર્ગે ઉતાવળો ગઢ લંકા ભણી નાઠો જાય;
મનમાં સીતાજી ઘણુંએ પસ્તાય, આકાશમાંથી ના પડતું મૂકાય,
આવ્યો ઋષ્ય મૂક પર્વત જયાંહ્ય, ફેંકયાં ઉંચેથી આભૂષણ ત્યાંહ્ય-
જય જય શ્રી રઘુરાય. ૬૫.

અશોક વનમાં રાખિયાં જેમ જાણે નહિં કોઇ વાત,
વંતરીઓ ચોકી કરે આસપાસ દિવસ ને રાત;
સતી સીતાજી કરે ઉપવાસ, રામને નામે લેતાં શ્વાસ,
બ્રહ્માએ મોકલ્યું ક્ષીરનું પાત્ર, ભુખ તૃષા ન પીડે તલમાત્ર-
જય જય શ્રી રઘુરાય. ૬૬.

માયાવી મૃગ મારિચને મારી પાછા વળ્યા શ્રી રામ,
દીઠા સામેથી આવતા બંધુ લક્ષ્મણને તે ઠામ;
પૂછ્યું, 'શાને આવ્યા મારી પાસ ? મૂકીને સૂનો આશ્રમવાસ'
લક્ષ્મણજી મનમાં અકળાય, જીભે જવાબ કશો ન અપાય-
જય જય શ્રી રઘુરાય. ૬૭.

વૃક્ષ ઘટામાંથી આવતા શબ્દ ઘુવડના સંભળાય,
અપશુકન આવા જોઈને અનુમાન અનિષ્ટનું થાય;

આવ્યા ઉતાવળા આશ્રમ માંહી, જાનકીને નવ જોયાં ત્યાંહી,
આજુ બાજુ બહુ કીધી તપાસ, રથના ચીલા જોઇ થયા નિરાશ–
જય જય શ્રી રઘુરાય. ૬૮.

'સીતે, સીતે!' પોકારતા ઘૂમે ચોમેર થઇને ઉદાસ,
દીઠા જટાયુ પંખીને લેતા અંત સમયના શ્વાસ;
ઉંડી ખીણોમાં પડેલા ઘવાઇ, પાસે પહોંચી ગયા બંને ભાઈ,
જાણ્યો બનાવ બનેલો જેહ, પંખી જટાયુએ મૂક્યો દેહ–
જય જય શ્રી રઘુરાય. ૬૯.

ચંદન કાષ્ઠ ચિતા રચી રામે કીધા અગ્નિ સંસ્કાર,
ગીધ જટાયુ પંખીના અહોભાગ્ય તણો નહિ પાર;

લ્હાવ પામ્યા જે ન દશરથ તાત, પામ્યા થઇ તે પંખીની જાત,
ધરીને દીવ્ય અનુપમ દેહ, વૈકુંઠધામ સીધાવ્યા તેહ–
જય જય શ્રી રઘુરાય. ૭૦.

રામ લક્ષ્મણને સાલતું બહુ સીતા વિયોગનું દુઃખ,
વન જંગલમહીં શોધતા ફરે વેઠી તરસ ને ભૂખ;

માથા વગરનો દૈત્ય કબંધ, આવ્યો ગળવા થઇને અંધ,
છેદી એના લાંબા હાથ, ત્યાંથી સીધાવ્યા શ્રી રઘુનાથ–
જય જય શ્રી રઘુરાય. ૭૧.

પગે લાંબા પંથ કાપતાં આવ્યો શબરીનો મુકામ,
ભક્તિભાવે જપતી હતી સદા જીભે શ્રી રામનું નામ;
જાતે ભીલડી એવી ચકોર, ચાખીને રાખેલાં એંઠાં બોર,
ખોબો ભરી ધર્યાં દઈ સન્માન, ભાવે આરોગ્યા તે શ્રી ભગવાન–
જય જય શ્રી રઘુરાય. ૭૨.

શબરીને ત્યાંથી સીધાવિયા દઇ આશિષ શ્રી અવિનાશ,
વીર મારૂતિ સામા મળ્યા ત્યાં પંપા સરોવર પાસ;
જન્મથી જેમનું મોટું નામ, સૂર્યને ઝાલવા ભીડી હામ,
પીઠે બેસાડીને મારી ફલંગ, પ્હોંચ્યા ઋષ્યમૂક પર્વત શૃંગ–
જય જય શ્રી રઘુરાય. ૭૩.

કિષ્કિંધા નગરીનો રાજવી વાલિ વાનર જેનું નામ,
સુગ્રીવને ઝગડો થતાં કરે પર્વત ઉપર મુકામ;
નાંખ્યાં સીતાએ આભૂષણ જેહ, સુગ્રીવને સહુ જડિયાં તેહ,
લાવીને મૂકયાં રામની પાસ, ઓળખી અંતરે આવ્યો વિશ્વાસ–
જય જય શ્રી રઘુરાય. ૭૪.

ધીમે ધીમે સુગ્રીવને વધ્યો સ્નેહ શ્રી રામની સાથ,
વાલિવાનરના વિરોધની કહી મન મૂકીને વાત;
"મને અપાવો કિષ્કિંધાનું રાજ્ય, તો હું કરૂં સીતા શોધનું કાજ,"
થઇ પરસ્પર રાજી અપાર, અગ્નિ સાખે કીધા કોલ કરાર–
જય જય શ્રી રઘુરાય. ૭૫.

સુગ્રીવે રામની સ્હાયથી વાલિ સાથે માંડયો સંગ્રામ,
હોંકારા કરતા બંને જણા ગદા યુદ્ધ કરે તે ઠામ;
વૃક્ષને ઓથે રહી માર્યું બાણ, રામે વાલિના લીધા પ્રાણ,
સિદ્ધ થયું સુગ્રીવનું કાજ, પામ્યો કિષ્કિંધા કેરૂ રાજ્ય—
જય જય શ્રી રઘુરાય. ૭૬.

અર્થ સર્યા પછી ના રહ્યું બીજું સુગ્રીવને કંઈ ભાન,
સીતા વિયોગે રામને વીતે પળપળ યુગ સમાન;
લક્ષ્મણે જઈને ઉઘાડયા કાન, વાનર રાજને આવી સાન,
રામે મુદ્રિકાનું આપ્યું નિશાન, સીતાની શોધે ચાલ્યા હનુમાન—
જય જય શ્રી રઘુરાય. ૭૭.

રત્નમુદ્રિકા શ્રી રામની રાખી પાસે હનુમંત વીર,
અસંખ્ય સેના વાનર તણી લઇ આવ્યા સાગર તીર;
સંપાતિ નામે જટાયુનો ભ્રાત, તેણે કહી પરાક્રમની વાત,
'સીતાજી બેઠાં છે લંકાંમાંહ્ય, દેખું છું નજરે રહીને આંહ્ય—
જય જય શ્રી રઘુરાય. ૭૮.

મારૂતિના સામર્થ્યનું સંપાતિએ કરાવ્યું ભાન,
ફાળે સમુદ્ર ઓળંગીને પ્હોંચ્યા લંકાં મહીં હનુમાન;
લંકિની લંકાંની દેવી જેહ, રોકવા આવી સામી તેહ,
કીધો એને એવો મુષ્ટિ પ્રહાર, રૂધિર ઓકતી ગઇ યમદ્વાર—
જય જય શ્રી રઘુરાય. ૭૯.

નિર્ભય થઇને શોધતા બધે લંકામાં આખી રાત,
પેઠા રાવણના મ્હેલમાં પણ જોયાં ન જાનકી માત;
અશોક વાડીમાં આવ્યા જ્યાંહ્ય, થયાં સીતાજીનાં દર્શન ત્યાંહ્ય,
ચોકી કરે વંતરીઓ ચાર, વૃક્ષે ચઢી બેઠા વાયુ કુમાર—
જય જય શ્રી રઘુરાય. ૮૦.

એવામાં રાવણ આવિયો લઈ સાથે મંદોદરીનાર,
સીતાને બહુ સમજાવિયાં પણ સામું જુવે ન લગાર;
ખદ્યોત કેરો નીહાળી પ્રકાશ, નલિનીનો નવ હોય વિકાસ,
રાવણને ચઢી મનમાં રીસ કાઢયું ખડગ છેદી નાંખવા શીશ—
જય જય શ્રી રઘુરાય. ૮૧.

સતી મંદોદરીએ ધર્યા વચ્ચે આડા પોતાના હાથ,
અંતે બહુ લજવાઇને વળ્યો પાછો અસુરનો નાથ;
નીચે આવ્યા ઝટ મારૂતિ ત્યાંહ્ય, રત્નમુદ્રિકા આપી લાગ્યા પાય,
કુશળતાના સુણી વૃત્તાંત, સીતાજીનું મન પડિયું શાંત—
જય જય શ્રી રઘુરાય. ૮૨.

પછી ઉદર ભૂખ ભાગવા ફળ ખાવા લાગ્યા હનુમાન,
વૃક્ષો ઉપાડીને મૂળથી વાડી કીધી ઉજડ વેરાન;
મારી નાંખ્યા રખવાળોને ઠાર, કોથી ઝલાય ન વાયુકુમાર,
નાંખિયા ઈંદ્રજીતે નાગપાશ, બાંધીને લઇ ગયો રાવણ પાસ—
જય જય શ્રી રઘુરાય. ૮૩.

દૈત્યો કહે, 'દૂત રામનો માટે જવા દેવો નવ લાગ,'
તેલમાં બોળેલાં ચીંથરાં વીંટી પૂછડે મૂકી આગ;
એટલે ઠેકડા મારીને ત્યાંહ્ય, હોળી સળગાવી લંકાં માંહ્ય,
કેર વર્તાવ્યો ઠામે ઠામ, બાકી રાખ્યું વિભિષણનું ધામ—
જય જય શ્રી રઘુરાય, ૮૪.

પાછા સીતા કને જઇ કહ્યું, "તમે રાખજો હૈયે હામ,
થોડા દિવસમાં આવશે અહીં સૈન્ય મોટું લઇ રામ;
દુષ્ટ રાવણનાં છેદીને શીશ, તેડી જશે તમને જગદીશ,"
આપ્યો સીતાએ ચૂડામણિ જેહ, રામ પાસે લઇ આવ્યા તેહ—
જય જય શ્રી રઘુરાય. ૮૫.

સોંપ્યો અમૂલ્ય ચૂડામણિ સતી સીતાનો પ્રેમ પ્રસાદ,
મારૂતિની પીઠ થાબડી રામે દીધો આશીર્વાદ;
સુગ્રીવને નવ લાગી વાર, સત્વર સૈન્ય કીધું તૈયાર,
નીમ્યા સેનાપતિ મહાબળવાન, અંગદ નળ નીલ જાંબુવાન—
જય જય શ્રી રઘુરાય. ૮૬.

અગણિત રીંછ ને વાંદરાં કંઇ ધોળાં કાળાં ને લાલ,
ટોળે ટોળાં વળી નીકળ્યાં ત્યાંથી ભરતાં મોટી ફાળ;
ઢંકાયો આકાશ મહીં દિનેશ, ડોલી ઉઠયા પાતાળમાં શેષ,
સૌને સાથે લઇ શ્રી રઘુવીર, વેગે આવી પહોંચ્યા સાગર તીર—
જય જય શ્રી રઘુરાય. ૮૭.

બોલ્યાં સતી મંદોદરી, "સ્વામિ ! કહ્યું ધરોને કાન,
કુટુંબ કમલવન આપણું સીતા શરદની રાત્રિ સમાન;
મોકલો પાછી એને ઘેર, મૂકી દ્યો રામની સાથે વેર,
હાથે કરી શીદ માગો વિનાશ ? માફી માગો જઇ રામની પાસ"–

જય જય શ્રી રઘુરાય. ૮૮.

હસી રાવણ કહે, "મૂળથી હોય નારીનો બીકણ સ્વભાવ,
જીતી લીધા મેં ત્રિલોકને ખેલી યુદ્ધ મહીં બહુ દાવ;
રામના તે એવા શા છે ભાર, રીંછ વાનરનો એ સરદાર,
આવે ભલેને અહીં સામો આંહ્ય, ખાઈ રાક્ષસો બહુ રાજી થાય"–

જય જય શ્રી રઘુરાય. ૮૯.

સગાભાઇ વિભિષણે કહ્યું જઇ દશાનન પાસ,
'પરસ્ત્રીહરણના પાપથી ત્હારૂં વળશે સત્યાનાશ;
ભરી સભામાં કહી સાચી વાત, કાઢી મૂકયો મારી છાતીમાં લાત,
આવીને રામને લાગ્યો પાય, રાખ્યો પાસે કહી લંકાનો રાય–

જય જય શ્રી રઘુરાય. ૯૦.

સાગરનું જળ સૂકવી ઝટ પ્હોંચવું સામી પાર,
એવો નિશ્ચય કરીને ઉભા આવી કાંઠે શ્રી જગદાધાર;
હાથે ઉપાડી જેવું લીધું ચાપ, શરણે આવ્યો સાગર આપ,
બોલ્યો, 'સેતુ બાંધી ઉતરો પાર, થાશે તમારો જય જય કાર'–

જય જય શ્રી રઘુરાય. ૯૧.

રીંછવાનર દોડયા જઇ લાવ્યા ઉચકી મોટા ઝ્હાડ,
આખા ને આખા મૂકી દઈ પૂરી નાંખ્યા સાગરના ખાડ;
શ્રીરામ નામનો એ મહિમાય, પાષાણ તરતા પાણી માંહ્ય
સેતુ બંધાતાં ના લાગી વાર, ઉતારી સેનાને સાગરપાર–
જય જય શ્રી રઘુરાય. ૯૨

પુષ્પની સેજ બિછાવીને કીધું સુવેલ ગિરિપર સ્થાન,
માથુ સુગ્રીવના ખોળા મહીં મૂકી પોઢયા શ્રી ભગવાન;
ચાંપે ચરણ અંગદ હનુમાન, વાત સુણે વિભિષણ દઇ કાન,
લક્ષ્મણ બેઠા તાકે નિશાન, હરિ સુધારે હાથે બાણ–
જય જય શ્રી રઘુરાય. ૯૩.

ઉભા રાવણની સભા મહીં આવી અંગદ ઠોકી પાય;
દૈત્યો મથે છે ખસેડવા પણ કોંથી ડગે ન જરાય;
ઝાલે નીચો વળી જ્યાં દશાનન અંગદ બોલ્યા હસીને વચન,
"મને નમ્યે તારૂં શ્રેય ન થાય, આવી શ્રી રામને લાગ તું પાય!"
જય જય શ્રી રઘુરાય. ૯૪

અગણિત રીંછ ને વાંદરાં પેસી લંકાંમાં વાળે રોળ,
જગાડવા કુંભકર્ણને રહ્યાં વાગી નગાર ઢોલ;–
ઉંઘે પડેલી કાને ધાક, ધમણ જેવાં બોલે નાક,
ચઢીને માતંગ ચગદે કાય, ત્હોય ફરે નવ પાસુ જરાય–
જય જય શ્રી રઘુરાય. ૯૫.

ગાઢ નિદ્રામાંથી ઉઠીને કર્યો પાડાના માંસનો આહાર,
ઠાંસી ઉપર મદિરા પછી આવ્યો કૂદતો લઈ તલવાર;
રીંછ ને વાનરો પાડતાં ચીસ, પૂછડાં ઝાલી પછાડે પચીસ,
રામે મૂકયાં બાણુ તાકી નિશાન, પાડયો કુંભકર્ણ પ્હાડ સમાન–
જય જય શ્રી રઘુરાય. ૯૬.

ઇંદ્રજીત યુદ્ધે ચઢયો કર્યું માયાવી યુદ્ધ અપાર;
ઘડીમાં ધરતી ઉપર રહી ઘડીમાં જઇ ગગન મોઝાર;
માર્યું લક્ષ્મણુને વજ્રનું બાણુ, પડયા પૃથ્વી પર થઇ બેભાન,
રામ બેઠા લઇ ખોળામાં ભ્રાત, કરવા લાગ્યા બહુ અશ્રપાત–
જય જય શ્રી રઘુરાય. ૯૭.

માત્રા મૃતસંજીવની જે દ્રોણાચળપર હોય,
વૈદ્ય સુષેણુ કહે, "જઈ લઇ આવો પ્રાતઃકાળ માંહ્ય;"
ઠેકડો મારી પ્હોંચ્યા હનુમાન, સર્વ વનસ્પતિઓનું જ્ઞાન,
આણ્યો ઉપાડીને પર્વત ત્યાંહ્ય, ઉઠી લક્ષ્મણુજી બેઠા થાય–
જય જય શ્રી રઘુરાય. ૯૮.

દિવસ ઉગતાં આવિયો ઇંદ્રજીત કરવાને યુદ્ધ,
વૃષ્ટિ વરસાવી બાણુની રામે કરી નાંખ્યો બેશુદ્ધ;
લક્ષ્મણુજીએ આણી રીસ, નાંખ્યું વધેરી એનું શીશ,
હાથ કપાઈ પડયા જઇ દૂર, મૂઠીઓ વાળીને નાઠા અસુર–
જય જય શ્રી રઘુરાય. ૯૯.

સતી સુલોચના યુદ્ધનું કરે ગાન સખીજન સાથ,
પડયો આવીને કપાયલો ત્યાં ઇંદ્રજીતનો હાથ;
લખ્યા આંગળીએ અક્ષર ચાર, વાંચી આંખે વહી અશ્રુધાર,
પતિવૃતા તે સુલોચના નાર, પૂઠે સતી થવા નીસરી બ્હાર—
જય જય શ્રી રઘુરાય. ૧૦૦.

વધ થયો ઇંદ્રજીતનો જાણી રાવણે ઘસિયા હાથ,
યુદ્ધ કરવાને આવિયો લઈ સૈન્ય મોટું સંગાથ;
દશ હસ્તિ કુંભ જેવાં શીશ, દાંત કચાવે ત્રણસેં વીશ,
વૃક્ષની ડાળ સમા વીશ હાથ, છેદવા લાગ્યા શ્રી રઘુનાથ—
જય જય શ્રી રઘુરાય. ૧૦૧.

ઘોર સંગ્રામ મચી રહ્યો નવ રાવણ તો'ય મરાય,
અમૃત એની નાભિમાં અંગ તૂટયાં કે નવાં ફૂટયાં જાય;
રામે માર્યું તાકી ડુંટીમાં બાણ, મુવો દશાનન તજીને પ્રાણ,
પામ્યો વિભિષણ લંકાનું રાજ્ય, પૂર્ણ પ્રભુએ કર્યાં ધાર્યાં કાજ—
જય જય શ્રી રઘુરાય. ૧૦૨.

પાલખીમાં પધરાવીને લાવ્યા જાનકીને તે ઠામ,
પાસે'આવીને પગે પડયાં ત્હોય સામું જુવે ન શ્રીરામ;
છાયા સીતા પેઠાં અગ્નિ મોઝાર, મળરૂપે પાછાં આવ્યાં બહાર,
એવામાં આવ્યું પુષ્પ વિમાન, માંહિ વિરાજ્યા શ્રી ભગવાન—
જય જય શ્રી રઘુરાય. ૧૦૩.

વીજને વેગે ઉતાવળુ ત્યાંથી ઉડયું વિમાન આકાશ,
આવી પહોંચ્યું લઈ સર્વને શ્રી નંદી ગ્રામની પાસ;
વીતી અવધ તેથી જોતા વાટ, ઉભા ભરતજી કરે ઉચાટ,
એવામાં ઉતર્યું નીચે વિમાન, ભેટયા ભરતજીને શ્રી ભગવાન—
જય જય શ્રી રઘુરાય. ૧૦૪.

શુભાગમનની વધામણી સુણી પ્રજાજનો હરખાય,
રાજવાહન લઇ મંત્રીઓ સામા સ્વાગત કરવા જાય;
સોનાના રથ શણગાર્યા અપાર, મદભર માતંગ ને તોખાર,
વિધવિધ વાજીંત્ર વાગે સાર, પુરમાં પધાર્યા જગદાધાર—
જય જય શ્રી રઘુરાય. ૧૦૫.

શિર જટા ઉતરાવીને રાખ્યા આછા સુશોભિત કેશ,
વસ્ત્રાલંકાર ધારણ કર્યા હરિએ પરહરી વનવેશ;
તેડાવ્યા વેદ પુરૂષો અનેક, કરાવવા રૂડો રાજ્યાભિષેક,
મંગાવ્યાં સાતે સમુદ્રનાં નીર પાટે બેઠા પોતે શ્રી રઘુવીર—
જય જય શ્રી રઘુરાય. ૧૦૬.

રાજ્ય મુકુટ મસ્તકે ધર્યો થયા પૂરા પ્રજાના કોડ,
રાજ્ય સિંહાસને શોભતી રૂડી રામ રમાની જોડ;
પૂઠે ભરતજી ને શત્રુઘન, ઉભા કરે છે ચામરવીંઝન,
વીર મારૂતિ ને લક્ષ્મણ સાથ, આજુબાજુ ઉભા જોડી હાથ—
જય જય શ્રી રઘુરાય. ૧૦૭.

ડૂબે સનાતન ધર્મ ને વધે પાપતણો બહુ ભાર,
ધરતી ઉપર ધર્મ સ્થાપતા ધરી યુગે યુગે અવતાર;
જીવ અહંકારી રાવણરૂપ, માયા સીતા આત્મા રામ સ્વરૂપ,
સમજીને ગાશે જે નરનાર, જાશે તરી ભવ સાગર પાર—
જય જય શ્રી રઘુરાય, ૧૦૮.



આ કર્ત્તાએ રચેલાં પુસ્તકો:—

# શ્રી કૃષ્ણ ચંદ્રોદય ચિત્રકથા

## શ્રી કૃષ્ણના પ્રાકટ્યની કાવ્ય-કથા

## અને

તેનું આધ્યાત્મિક રહસ્ય.

( આર્ટ પેપર ઉપર છાપેલાં વીશ સુંદર ચિત્રો સાથે )

**કિંમત રૂા ૦-૬-૦**

તમારે ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજવું હોય તો શ્રી કૃષ્ણ ચંદ્રોદય ચિત્ર કથાનું મનન કરો. તમારાં બાળકોનાં કુમળાં અંતઃકરણમાં ધાર્મિક સંસ્કાર જગાડવા હોય તો શ્રી કૃષ્ણ ચંદ્રોદય ચિત્ર કથા તેમના હાથમાં મૂકો. આ ચિત્ર-કથા મે. મુંબઇ સરકારના કેળવણીખાતાએ પ્રાથમિક શાળાઓમાં ઈનામ તરીકે વહેંચવા માટે મંજુર કરી છે.

---

**નવી પ્રેરણા !** **નવા સંસ્કાર !**

શ્રી

ગુજરાતી

**અં કા કા ર**

એકથી નવ સુધીના આંકડા જુદી જુદી

ઢબે લખવાથી રમુજી ચિત્રો બની જાય છે.

**કિંમત ૦-૨-૦**

મળવાનું ઠેકાણું—

**શાહ બાલુભાઇ ફુલચંદ**

એડવોકેટ, હાઇકોર્ટ

ઘોરાપોળ-નડીઆદ.

# આખ્યાનમાળા

| | | | | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | લો મણુકો | શ્રી શુકદેવજી | રૂ. | ૦-૨-૦ |
| ૨ | જો. | ,, | શ્રી વિશ્વ-મોહિની | ,, | ,, |
| ૩ | જો | ,, | શ્રી વામનજી | ,, | ,, |
| ૪ | થો | ,, | અજામીલ | ,, | ,, |
| ૫ | મો | ,, | શ્રી કૃષ્ણલીલા | ,, | ,, |
| ૬ | ઠ્ઠો | ,, | શ્રી હરિશ્ચંદ્ર | ,, | ,, |
| ૭ | મો | ,, | શ્રી ગોપીચંદ | ,, | ,, |
| ૮ | મો | ,, | શ્રી ચંદ્રહાસ | ,, | ,, |
| ૯ | મો | ,, | માતંગ મોક્ષ | ,, | ,, |
| ૧૦ | મો | ,, | સતી સાવિત્રી | ,, | ,, |

ઘોરાપોળ
નડીઆદ

પ્રકાશક,
શાહ બાલુભાઈ ફુલચંદ
એડવોકેટ, હાઈકૉર્ટ.